श्री गणेशाय नमः

# નાગર ભક્ત

## ( નરસિંહરામ )

નાટકનાં ગાયનો.

રચાવી છપાવી પ્રસિદ્ધ કરનાર,

વિઠ્ઠલદાસ હેમજીભાઈ ભાવનગરવાળા એન્ડ કો.

શ્રી ક્ષત્રિય નૌતમ નાટક સમાજના માલીક

મુ. કરાચી.



જિનેન્દ્ર પ્રેસમાં હરિલાલ વાલજી ઠાકરે છાપ્યું,—કરાચી.

આવૃત્તિ ત્રીજી — પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૪ — સને ૧૯૧૭

કીંમત ૦—૨—૦

## નામદાર મુંબઇ સરકારની

ગવર્નમેન્ટ લેબોરેટરીમાં વિદ્વાન સરકારી ડાકટરે અમારી બનાવેલી **બાદશાહી ચાકુતી અનંગ વિલાસની ગોળીઓ એના**-લાઇઝ કરીને તેમાં કોઇ પણ જાતની નુકશાનકારક ચીજ નથી એવું સરટીફીકેટ આપેલ છે. અને એ ઉમદા રજવાડી દવા અકસીર હોવાથીજ વિલાયતમાં પાસ થએલા મોટા ડાકટરો, રાજા મહારાજાઓ, નવાબો તથા દેશી અને ઇંગ્રેજ ગ્રહસ્થો અને મોટા સરકારી અમલદારોમાં પણ બહુ વખણાય છે.

# બાદશાહી ચાકુતી.

## અનંગ વિલાસ

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્યવિકારના તમામ બ્યાધી મટાડે છે. અને વિર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી ગરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનના માફક જોરાવર બનાવનાર છે. આ દવા વાપરવામાં કોઇ પણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળાની ડબી એકના રૂપીઆ દશ.

## બાદશાહી યુનાની લેપ

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે; તે નસોને તાકાત આપેછે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજછે. આઉંસ એકની ડબીના રૂા. આઠ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

**ડાકટર કાલીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીઆવાડ.**

# પાત્રોના નામ.

## પુરૂષ પાત્રો.

સુત્રધાર.........નાટ્ય ભજવનાર પંડીત

શ્રીકૃષ્ણજી......પરમાત્માનો દ્વાપરમાં થએલો સુંદર અવતાર

શંકર..........કૈલાસપતી પરમાત્મા

નરસિંહરામ....શ્રી કૃષ્ણજી પરમાત્માનો પરમભક્ત

બંસીધર........નરસીંહરામનો મોટો ભાઇ

સારંગધર.......બંસીધરનો સાળો

શામળશા.......નરસીંહરામનો પુત્ર

મદનમહેતો.....શામળશાનો સાસરો

દીક્ષીત.........મદનમહેતાનો ગોર

નારદજી........બ્રહ્માના તનય પ્રભુના પરમ ભક્ત

વીષ્ણુ..........ક્ષીર સાગરમાં નીવાસ કરનાર સત્વગુણી પરમાત્મા

ધર્મરાજા.......સર્વે જીવનો ન્યાય કરનાર દયાળુ રાજા

શ્રીરંગધર.......કુંવરબાઇનો સસરો

કંજુસલાલ......જુનાગઢ નીવાસી કંજુસ વાણીઓ

ન્યાલચંદ........તેનો ઉદાર પુત્ર

માંડળીક.........જુનાગઢનો રાજા

પદ્મસેન..... ...વડનગરનો રાજા

## સ્ત્રી પાત્રો.

નટી..........સુત્રધારની સહગુણી સ્ત્રી

રાધાજી.......શ્રી કૃષ્ણજીના પરમ પવીત્ર સ્ત્રી

માણેકબાઇ....નરસીંહરામ ભક્તની સ્ત્રી.

કુંવરબાઇ.....નરસીંહ ભક્તની પુત્રી

જુઠીબાઇ......મદનમહેતાની પુત્રી, શામળશાની સ્ત્રી

માનબાઈ......જુઠીબાઇની મા

પ્રેમકુંવર }
હેમકુંવર } જુઠીબાઇની સાહેલીઓ

પાનકુંવર......કુંવરબાઇની સાસુ

ઝબલ........કુંવરબાઇની નણંદ

કમળાબાઈ....નરસીંહરામની ભાભી બંસીધરની સ્ત્રી

એ શીવાય સાધુઓ, નાગરો, દરબારી, ચોપદાર વગેરે વગેરે



॥ ॐ नमः शिवाय. ॥

# શ્રી નાગર ભક્ત શીરોમણી

## નાટકનો ટુંક સાર.

પ્ર. ૧—માં નરસીંહરામના ભાઈ બંસીધરની સ્ત્રી કમળાની ક્રુરતા અને કમળાના ભાઇ સારંગધરની ખટપટથી નરસીંહરામને કુટુંબનો તીરસ્કાર મળતાં ન્યાલચંદની સંપુર્ણ ભલાઇ.

પ્ર. ૨—માં નરસીંહરામના કુટુંબને ન્યાલચંદ આશ્રય આપે છે તે જોઇ કંજુસલાલની ક્રુરતા અને કસ્તુરબાઇની ઉદારતા.

પ્ર. ૩—માં જુનાગઢ પાસેના જંગલમાં નરસીંહરામની પુર્ણ ભક્તિથી ગોપનાથ મહાદેવનું પ્રસન્ન થવું.

પ્ર. ૪—માં નરસીંહરામની પુત્રી કુંવરબાઇનું પોતાની માતા તથા ભાઇને ધીરજ આપી ગોર સાથે સાસરે જવું. સારંગધરને ન્યાલચંદ તરફથી મળતો તીરસ્કાર.

પ્ર. ૫—માં વૃંદાવનમાં શ્રીકૃષ્ણ તથા ગોપીજનનું રાસમંડળ ત્યાં નરસીંહરામને શીપતી તરફથી વરદાન મળે છે.

પ્ર. ૬—માં કંજુસલાલને ઘેર આવી પોતાને મળેલ શ્રી કૃષ્ણ મંદીરમાં રહેવા માટે ન્યાલચંદની રજા લઇ કુટુંબ સહીત નરસિંહરામનું જવું.

પ્ર. ૭—માં વડનગરમાં મદન મહેતાની પુત્રી જુડીબાઇ પોતાની બ્હેન પણીઓ જોડે નાદેષ પ્રેમી રમત રમે છે તે જોઇ જુડીબાઇનું સગપણ કરવા માટે જુડીબાઇની માતા માનબાઇના કહેવાથી મદનમહેતા દક્ષીન ગોરને જુનાગઢ મોકલે છે.

પ્ર. ૮—માં ભક્ત નરસિંહરામની પ્રાણી માત્ર પરની દયાજનક લાગ-

ણી. અને સારંગધરની શત્રુતા જોઇ ભલા ન્યાલચંદનો ક્રોધ. ત્યાં એક ઢેઢને ઘેર ભજન ગાવા જવાની નરસિંહરામે હા કહેલી. સારંગધરનો ભકતને નાતબારો મુકવાનો નીશ્ચય. ત્યાં પ્રભુની માયાથી સારંગધરના બોલાવેલા નાગર કુમારોને નાપાસ કરી વણીક વેશે આવેલ પ્રભુ સાથે દીક્ષીત ગોરનું નરસીંહરામને ઘેર જવું.

પ્ર, ૯—માં વાણીઆને વેશે આવી પ્રભુ શામળશાનું સગપણ કરી જાય છે. ભકતીમાં ભાન ભુલેલા નરસીંહ ભકત તે સાંભળી આનંદ પામે છે દીક્ષીત ગોરને દક્ષણા દેવી બાકી રહી તેથી અને કંજુસલાલનો રૂપીઓ માગણો હતો જેથી નરસીંહરામની અરજી સાંભળી પ્રભુજી અંતરીક્ષથી રૂપામહોરનો વરસાદ વરસાવે છે.

---

# અંક બીજો.

પ્ર. ૧—માં નીચ સારંગધરનો ખટપટ ભરેલો પત્ર વાંચીને જુડીઆ-ઇના સગપણ વીશે દીક્ષીત ગોરને ઠપકો અને નરસીંહરામથી બની શકે નહીં તેટલી સામગ્રી સાથે જાન લાવવાનો પત્ર લખી મદનમહેતા દીક્ષીત ગોરને જુનાગઢ પાછો મોકલે છે.

પ્ર. ૨—માં શ્રી કૃષ્ણજીની સહાયનાથી ભકત નરસીંહરામ શામળશાના વીવાની શુભ તૈયારી કરે છે અને માંડળીક રાજાની પરીક્ષામાં નરસીંહરામ ભકત નીર્દોષ ઠરે છે.

પ્ર. ૩—માં સર્વ ગોપીઓ સાથે લઇ શ્રી કૃષ્ણજીનું ભકતના સુત શામળાની જાનમાં જવું

પ્ર. ૪—માં શામળશાની જાન ત્યાં પ્રભુજી સર્વે સાથે આવી અને

રીસાએલ કુંવરબાઇને તેનું મામેરૂં ભરવાનું વચન આપી આનંદથી શામળશાના વીવા કરવા સહિત સાથે પ્રભુજી વડનગર પધારે છે.

પ્ર. ૫—માં લખ્યાથી વધારે સામગ્રી સાથે જાન આવવાથી મદન મહેતા ગભરાય છે પદ્માસેન રાજાની ઉદારતા પ્રભુ કૃપાથી જુડીબાઇ સાથે શામળશાના વીવાહ થાય છે.

પ્ર. ૬—માં શામળશા તથા જુડીનો પરસ્પર પ્રેમ વીનોદ સારંગધરે મોકલેલ જાત્રાળુઓને નરસીંહરામ હુંડી લખી આપે છે. માણેકબાઇનું મૃત્યુ થવાથી ઇશ્વર ભજન.

પ્ર. ૭—માં કંજુસલાલ પોતાના ગોરને એક ગાયનું દાન આપી મૃત્યુને આધીન થાય છે.

પ્ર. ૮—માં ધર્મરાજાની કચેરીમાં પુણ્યનું ફળ મળતાં કંજુસલાલની ક્રુરતા.

પ્ર. ૯—માં શ્રી ક્ષીર સાગરમાં શેષસૈયા પર બીરાજમાન શ્રી વીષ્ણુ ભગવાનને શરણે આવી ધર્મરાજા નિર્ભય થાય છે. કંજુસલાલને ધર્મરાજાનો શ્રાપ મળે છે તેમાંથી ઉધાર થવા માટે દયાળુ પ્રભુનું આસીસ વચન.

---

## અંક ૩જો.

પ્ર. ૧—માં શ્રી દ્વારકામાં શામળશાને રૂપે શ્રી કૃષ્ણજી નરસીંહરામે લખેલ હુંડી વાંચી જાત્રાળુઓને રૂપીઆ આપે છે.

પ્ર. ૨—માં ક્રુર સારંગધર ભક્ત નરસીંહરામને મોહપાશમાં નાખવા માટે ફડવી વેશ્યાને મોકલે છે.

પ્ર. ૩—માં ફડવી વેશ્યાને જીતેંદ્રીય ભક્ત નરસીંહરામનો બોધ ત્યાં બોખલા પંડ્યા સાથે આવેલ પત્ર વાંચી નરસીંહરામનું વડનગર જવું.

પ્ર. ૪—માં ઇશ્વર ભક્તિથી ઇર્ષા કરનાર કુંવરબાઇના પતીની ક્રુરતા અને કુંવરબાઇની દ્રઢ ભક્તી.

પ્ર. ૫—માં મામેરૂં ભરવા આવેલ. નરસીંહ ભકતની પણી માટે મશ્કરી થતાં પ્રભુ પાસે પાણી માગતા વરસાદ વરસાવે છે. અને માયાળુ પ્રભુ વાણીઆને વેશે કુંવરબાઇનું મામેરૂં ભરે છે.

પ્ર. ૬—માં નરસીંહરામની ઉદારતા નીચ સારંગધર તથા બંસીધર પોનાના મામા સાથે નરસીંહરામને સતાવવાની તૈયારી કરે છે.

પ્ર. ૭—માં એક પ્રેમજી નામના પટેલને ત્યાં ભજન ગાવા આવેલ નરસીંહ ભકતને તરસ લાગવાથી શ્રી કૃષ્ણજી ભગતની મામી રૂપે આવી. પ્રેમથી પાણી પાય છે. તે જોઇ નરસીંહરામનો મામો તથા બંસીધર તથા સારંગધર ચીડાય છે અને રાજા પાસે ફરીયાદ કરવા જાય છે.

પ્ર. ૮—માં માંડળીક દરબારમાં નરસીંહ ભકત સાથે ધર્મ સંબંધી વિવાદ થાય છે તેમાં નરસીંહ ભકતને રાજા પ્રપંચી ધારે છે. ત્યાં આવી પાપી સારંગધર તથા બંસીધર ફરીયાદ કરે છે. જેથી માંડળીક ક્રોધે ભરાઇ નરસીંહ ભકતને કેદ કરે છે.

પ્ર. ૯—માં જેલમાં કાચા કાનનો જુલમી રાજા માંડળીક ભકત નરસીંહરામને મારવા તૈયારી કરે છે. જેથી પ્રભુજી કેદારો રાગ છોડાવે છે. તે કેદારો રાગ ન્યાલચંદ આવી આપે છે નરસીંહ ભકત તે રાગ ગાય છે જેથી પ્રસન થઇ પ્રભુજી પધારે છે. અને નરસીંહરામના કંઠમાં કુસુમ માળા પહેરાવે છે સઉ સઉના ભાવ પ્રમાણે સઉને પ્રભુજીના દર્શન થાય છે સજ્જનને શુભ વરદાન મળે છે અને ભકત શીરોમણી નરસીંહરામ પરમ ભક્તી થી જય પામે છે.

ૐ શાન્તી શાન્તી શાન્તી

॥ ॐ नमः शिवाय ॥

શ્રી કૃષ્ણુ પરમાત્માનો પરમ ભક્ત

# નાગર ભક્ત

## નાટકનાં ગાયનો



સુત્રધાર બાળા— મંગળાચરણુ

તારણુ ત્રીભુવન ગોપાળ, ધારણુ શીર ધરણી ભાર,
નિરંજન નિરાકાર સાકર, પ્રણુતપાળ દીન દયાળ....તા૦
રમ્ય કરણી ભાખી રસાળ, વેદ વંદીત વારંવાર,
મદનમાર મનસર મરાલ, ભાણુ પ્રભુ મંગળ સાર....તા૦

નટી બાળા— ૨

વૃજવન વિહારી બંસીવાળા ગીરધારી,
વિધવિધ વેષે જુગ જુગ વેષે તન ધરતા આનંદકારી....વૃ૦
આહીરની સંગે કીધી સારી મીત્રાચારી,
આનંદેથી ગાયો ચારી અઘહારી મોરારી...........વૃ૦
નાથ્યો કાળી નાગને કાલીંદ્રિ મોઝાર,
માર્યો મામા કંસને જુગતે જગદાધાર;
પ્રીતે મહી માંખણુ લુંટી ઝુંટી ખાધાં પીધાં,

એવા એવા અનેક પવીત્ર ચરીત્ર કીધાં;

પ્રણુત પાળ દીન દયાળ વાહ્ વાહ્ વાહ્...............વૃ૦

**નરસિંહરામ—વૃજવન વીહારી બંસીવાળા ગીરધારી.**

**સા. બં. ક. મા. શા.**

ત્યાં સર્વ નાગરો-- ૩

નીકળ જા તું ઘરની બહાર નફ્ટ નરસઈયાની નાર
આણી દયા ઉર કરો વીચાર વાણામાં વીરૂદ્ધ થાએ અપાર
પ્રેમથી પ્રથમ પાળી પોષી દીન બાળકપર કરો શીઠ ખાર
માતાજી મહેર મુકીને આ વાર.......................ની૦
ભકિત કરતાં છો કહો ભ્રષ્ટ અમોને આપ
તો પણ ત્રીકમ સમરશું હરવા સઉ સંતાપ
જાણી ચતુરાઈ જુઠી સીધાઈ
જાતાં જાતાં ભરો ભુંડાઈ ભાર
વેગે સીધવો કરો નહિ વાર.......................ની૦

કંજુસલાલ, ન્યાલચંદ— ૪

દમડા નહિ ફરી ઉડાવ્યા દીવાળીઆ (ગગા)
સાથે ન આવે દમડા સંઘરી માળીઆ (મુવા પછી)
સાઠે બુદ્ધિ નાઠી બાપા ઘરમાં બહુ તું ચુપ ચુપ આમા
ધરમ કર્યા કાંઈ..........માથાકુટ કર નહિ
દમડો મારો દેવ માનું કેમ જરાય ખરચાય

દમડા દેતાં દીનને બેટાજી ભુંડું થાય
આવો ધરમ મન ધારતાં ખરેખર ભુમીનો ભાર છો
ડાહયા ને ડહાપણ શીખાડતાં જાણું અગા ગમાર છો
બશ..................દૂર ખસ દીવાળીયા........દમડા૦

કુંવરબાઈ— ૫

પામી હું પ્રીતે પુરણ સઉ શણગાર
ભજું ભાવે ભુધરને નીરધાર.....................પામી૦
રત્ન જડિત હારો હીરાના અંગ નહિ ઓપાવે (માત)
અખીલ નિરંજન ભજતાં ભાવે
સંસારી સ્નેહે પાર પાસે.........................પામી૦
પ્રભુ નામનો પહેરી પાલવ હરી રૂપ હીર ચીર
મોહન વરની મોહન માળા.........................(માત)
પીયરની પહેરૂં ધારી ધીર..........................પામી૦

શ્રી કૃષ્ણ, મહાદેવ, નરસિંહદાસ ૬

શીવ શીવ શીવ શાન્ત દર્શ પામી થાઓ ઉર હર્ષ
વીવીધના તાપ હરણ હાર..........................શીવ૦
સુખદ આપ ચરણ કમળ, તજે કદી નહિ મુજ મન ભ્રમર
ઇચ્છુ સદા આશ એ દયાળ..........................પામી૦
અહા ઇશ સહીવર સતાર ચીત મુજ વસો નીત્યે કૃપાળ
સર્વાંતરયામી ગુણ ભંડાર..........................પામી૦

વ્રખુભાન સુતા તણા ભરથાર શૈલજાના સ્વામી ત્રોડી જંજાળ
શરણે મુને રાખો પ્રણુત પાળ.......................પામી૦

શ્રી કૃષ્ણ ગોપીજન— ૭

આવો આવો બેગે આલી પ્રભુ કે સંગમે
હીલ મીલ રાસ રમો પ્યારી
દો કર કર કર સે તાલી મતવાલી;
સંગીત સુંદર ગાતે મુદભર રસ બસ બનકર,
છુમ છુમ નાચે..................................આવો૦
ઘોંઘટ તીકટ ફીટઘ તીર ફીટઘા,
વાહ બની સારી, રંમત ન્યારી, હર અજમોહ, સુંદર સોહે
નટવર છબી નયનોસેં દેખી અયસો દીન કહી
ત્રીલોકી મેં ભી નહિ........................આવો૦
ગીરીવર ધાર ગાન સુન તે મુની મન મગન ન બનતા
અતી ધ્યાન સારા છુટતે.
રસ ભોગી પ્રેમી રસ લુંટકે ચીત ગટ લુંટતે,
બંસી ધારી કેલી પ્યારી રંગ વાલી બલીહારી....આવો૦

કંજુસલાલ ન્યાલચંદ— ૮

જાગ્યો મારા કુળમાં દીવાળીઆ તું છોકરા
લાગ્યો તુંને લોભ આવો શાને અલ્યા ડોકરા
લોભ વીના લક્ષ્મીથી પટારા ભરાય નહિ

મુઆ પછી સાથે બાપા આવશે એક પાઇ નહિ

હાજી.........વાજી........જીજીજીજીજીજીજીજીજી

જુઠીબાઇ પ્રેમકુંવર— ૯

પતિ આવો મુજ સાથે સુખથી જોબન રંગ માણો
જોબન રંગ માણો સુખેથી જોબન રંગ માણો
મુજ મન વસીયા રંગ ભર રસીયા ખસવા નહિ દઉં નાથ
બસ જાઓ દુર થાઓ લલચાવો શરમાવો
કરી ખોટી પ્રીતી કબજે કરવા મુજ કર નવ તાણો....પતિ૦
વશ કરીયો તેં વ્હાલી મુજને ખુબીથી ખરેખાત
લ્યો ચાલો કર ઝાલો મન વાલો પ્રીત પ્યાલો
હવે પીશું પ્રેમે મન હરણી તમે રાણી હું રાણો....પતિ૦

કેપણ— ૧૦

હું કરૂં કામ દોડી સુદામ
નિશ દીન જન જે જપે મુજ નામ..........હું કરૂં૦
મને પરમ પ્રિય સેવક શુદ્ધ એ ધરમ ધ્યાન ધરતા
કદી અટકું નહિ ભકત નરસિંહના કઠીન કામ કરતાં....હું કરૂં૦
તજી સકલ મુજ ચરણ સેવતા હૃદય રાખી સમતા
દઉં અભય દિન દિન ઉદ્ધારજે અખીલ દોષ દમતા....હું કરૂં૦

સ્ત્રીઓ— ૧૧

ભાણ ઉગ્યોરે સોનાનો ભકત નરસિંહ ઘેર
આજે મોરલીધર મહારાજે કરી પુરેપુરી મહેર

શામળશાનારે કરમાં શ્રીફળ બહુ રૂડું શોભેરે
માતા માણેકબાઇનુંરે જોઇ જોઇ મનડું લોભેરે
કુમ કુમ અક્ષત ધરી ભાળ દીક્ષીત દે શુભ પેર
સાકર વેચે દામોદર શેઠ આજે થઇ લીલાલહેર

નરસિંહધામ તથા સંત સમાજ ૧૨

પ્રભુજી પધારોરે દયા દીલે ધારોરે
પીડા મારી ટાળવા હોજી...............
વીઠલ વ્હાલા કરશો જો વાર લગાર (૨)
છાનાં બધાં છીદ્રો તો ઉઘાડું
બદલો વાળવા હોજી...............પ્રભુજી૦
લેતા હાથે લાકડી ગાયુંના ગોવાળ
કાંધે કાળી કામળી ફરવા વન મોઝાર
માગી માખણ છાશને ખાતા દીન દયાળ
એવા ધીંગા ધણી ધાર્યા રે...........વીઠલ૦
આહીર સંગે ઉછર્યા કરીયાં બે માબાપ
માર્યો મામા કંસને હરીયા ભવના તાપ
નાગર નરસિંહ વીનવે વેલા આવો બાપ
મારાં ભાગવાં મેણાં ભાંગો રે...........વીઠલ૦
શ્રી રામ....... શ્રી રામ....... શ્રી રામ

# અંક રજો

જુઠીબાઇ— ૧૩

ललाटे लखेल टळे नहि लेख
करमे जडी जे वीधीअे रेख...................ललाटे०
सुर्यवंशी राय रघुवर राम जेनुं नाम
राज मुकी गया वनमां सत्य राघव राम........ललाटे०
राय हरिश्चंद्रे जुओने कष्ट पामी अपार
वचनथी वेची दीधां छे पुत्र प्यारी नार....ललाटे०

નરસિંહરામ— ૧૪

ત્રીકમ તારી સાથે બાંધ્યે સ્નેહ ઝાલીને દેમાં હવે છેહ
મેં તો સોંપી છે તુને મારી દેહ મોરલીધર મહારાજ
જ્યારે ઉમીયા નાથે કૃપા કરી ત્યારે
ગાયો મેં ગોવિંદ ગોપાલ વીડલ વચનો તારાં સંભાળ–મેં૦
મોઘો થામાં અદયા મીઠા મોહન મારા
નથી મેં માર્યાં તારાં માને બાપ, નીવાર જલ્દી ત્રેવીધના
નાગર નરસઇયો રંક છે દાસ તારો તાપ–મેં૦
તેને તું વ્હાલા શાને વીસાર સવારો સાંધે શામળા દયાળ–મેં૦

કુંવરબાઇ, શામળશા— ૧૫

શામળશા વ્હાલા વીરારે વાહ તુજ શોભા
શણગારો સાચા સમજી આ ચીતમાં લોભા

ધન ધન બેની મારી શીખામણુ તારી
સાંભળતાં મનડું ચાહેરે શ્રીકૃષ્ણુ સેવા
હૈયામાં તુલસી પારારે હીરા હેમ જેવા...........શા૦
પીતા હજો જગમાં બધે સમાન નરસીંહરામ
શુદ્ધ ભક્તિથી વશ થયા સુંદર શ્યામ
જુઠી છે આ કાયા ને જુઠી જગની કાયા
મુરખ જન તેમાં મોહેરે ખોટાં સુખ લેવા.
સાચા સાધુ પામેરે શ્રીકૃષ્ણુ સેવા...............શા૦

માંડળીક— ૧૬

કેવી લે લાગી વાહ વાહ કૃષ્ણુમાં
બન્યા મગન મગન મનમાં તનમાં
દીપી રહ્યું નુર પુર ભક્તિ પ્રભાવથી ધન્ય ધન્ય
શ્રી હરી સીંધુ સેવક મેઘ જેવા જાણો જરી ધારો ન ભેદ
ચંદન તરૂ છે ચત્રભુજ સેવક વાયુ સમા ગણો ગુણીજન
સરવર તરૂવર સંતદયાળ પરમારથે નીજ દેહી ધરનાર
સૃષ્ટીમાં સુભાગી સાચા સુખી માનો નીરલોભી અતી સાધુજન

૧૭

રાધા કૃષ્ણ, જાંબુવતી, સત્યભામા—
ચાલો સજો શણગાર જાઓ જાઓ પ્રાણાધાર
માનેતીને બોલાવજો........પ્રભુ...........મા૦

રીસ તજો રાધીકા રાણી જુઓ જાંબુવતી પ્રીત જાણી
સત્યભામા તમે છો શાણી
આપો વેંચી અધિકાર માગો મનોહારી નાર
આપી વચન નીભાવજો..............પ્રભુ૦
તેઠી ચાલીસ હું શામળશાને ગીત ગાઇશ હું શામળશાને
વાસુ ઢોળીશ હું શામળશાને
વાહ વાહ છે આ...........તમ વચનો રસાળ
આનંદથી હાં...............ચાલો જગ પ્રતીપાળ
શાણા શેવકનાં કામ સુધારજો.

કુંવરબાઇ શામળશા— ૧૮

ગાઇએ ગુણ ગોવીંદના ધરિએ હૃદયે ધ્યાન
માત પીતા છે સર્વના માયા ગાયા માન
દુનીયા દરીઆમાં ડુબતાને ત્રીકમ નામ તરાણી
પામશે આ આધાર એ શુભ કરતાં કરણી........દુ૦
જગત જંજાળ જુઠી ઠેક તેનાથી છુટી
નેહુણી નીત્યે કરવા ભક્તિ ઉરમાં આનંદ ભરાણી
માયા મુકીને જગતની પ્રીતી ભક્તિની મગની
ચીતમાં નીત આણી થાયની સેવા સુખ કરણી........દુ૦

ઢોળ— ૧૯

સામૈયાં વેવાઇ લાવીઆરે હાથીડા ઘણે શણુગારીઆરે,
બેસે બેસે વાસુદેવના કુંવર શોભના સુંદર જોઇ સહુ સુખ પામીઆરે.
લાપશી છુટી રંધાવતારે ઘીની રેલું તે ચલાવતારે,

१८

જમેજમે વાસુદેવના કુંવર શોભતા સુંદર જોઇ સહુ સુખ
પામીઆરે.
ઢાળે વેવાઇ રૂડા ઢોલીઆરે માથે ઓછાંડ અણુમોલીઆરે,
પોઢે પોઢે વાસુદેવના કુંવર શોભતા સુંદર જોઇ સહુ સુખ
પામીઆરે.

२०

જુઠીબાઇ કુંવરબાઇ સાહેલીઓ-ગરબો

ગોરી ચાલો વેગે જમના ઘાટ કે ભાવે જળ ભરવા જાશું આજ
વ્હાલા ગીરધારી મહારાજ
નેહથી ચારશે ધેનું નવ લાખ કે, ગોઠીયા ગોવાળીઆ સંગીત
વ્હાલા ગીરધારી મહારાજ.

સા.—મીઠી મનહર વાંસળી—વગાડશે ગોપાળ.
સુણતાં સખી સુખ પામશું, થાશું પુરા ન્યાલ
વીધવીધ ભાતે રમશે રાસ કે નટવર ઉમ ગથી હો આજ
વ્હાલા ગીરધારી મહારાજ.
નીર પણ થીર થઇ જાશે આશે પ્રેમ થકી પેખવા હો આજ.
વ્હાલા ગીરધારી મહારાજ.

સા.—મધુરી એની મુરતી સુરમુની ધરતા ધ્યાન.
નયણે ઠરશું નીરખીએ રાધાવર શ્રી કાન.
કાનજી કૃપા કરે તો સૈથર સુધરે સર્વેનો સંસાર
વ્હાલા ગીરધારી મહારાજ.
ભાણુ તણો ઉદય થતાં ભુદરના દર્શન કરતાં સફળ અવતાર
વ્હાલા ગીરધારી મહારાજ.

સામળશા—જુઠી— ૨૧

ગોવીંદ ગીરધારીનું સગપણ સાચું સલુણી સુખધામ.
ભજન તેનું ભાવેથી કરશું જપતાં સલુણા શુભ નામ
કાયા કુડી માયા કુડી કુડા છે જગના કામ..........ગો૦
નીરમળ ઉરમાં નેહે બીરાજે એ રૂડા રાઘાવર શ્યામ.
સદાય શરણે રહીશું આ નાથને અલબેલાજી આઠે જામ.
પીશું રામ રસ જામ દેશે આનંદ આરામ
દીન બંધુ દેશે આનંદ આરામ.......................ગો૦

ચાલચંદ— ૨૨

હવે મુને પ્રભુ નામની પ્રીત લાગી
ઉપાધી આ ભવની બધી ભાંગીરે...................હવે૦
સ્વાર્થી આ માત પીતા બાંધવને બેન કોઇ અંતમાં
સાથે ન આવે.
વિના સ્વારથવાળા બહુ નામી બંસીવાળા જમડાની
જાળથી છોડાવોરે............હવે૦
હાથી ઘોડા અને માલ ખજાના બધા એમના એમજ રહેશે
કૃષ્ણજી નામના જો કીરતન કરીયા હોય તો પર લોકે
પ્રાણી સુખ લેશેરે...........હવે૦

---

# અંક ત્રીજો.

શ્રી કૃષ્ણજી ૨૩

આ દુનીયા દુઃખ રૂપ જાણી પ્રાણી જે મુજ શરણે આવેરે
સંકટ તેના ટાળી સત્વર આપું શુભ ગતી ભાવેરે

ભકિત કરતાં ભાવે સમજે સાચું સગપણુ મારૂં રે
દાસ થઇ રહું તેનો નીશદીન ભવસાગરથી તારૂં રે
ગાતો મારા ગુણુ જે ધરતો મારૂં ધ્યાન
નીત્યે કરતો નેહથી તીરથ અને વ્રતદાન
જાતો નહીં કુપંથમાં ભુલી મારો દાસ
એવા દીન સુજાણને આપુ વૈકુંઠ વાસ...........આ૦

નરસીંહ ને રાણો— ૨૪

મુકી દયોને મમતા રસીયા મોહી રહ્યા શું રે ભાઇ
નથી રહેવું રહેવાનું આ જગમાં અમર કોઇ.......મુકી૦
કરોડો પતિ કે જેના ભરેલા ખજાના શાણા
અધુરાં રહયાં છે એવા લાખોનાંય નાંણાં ટાણાં
પ્રભુના ભજન વિના નાણા પણુ પહાણા
તુટી જશે નક્કી કાચી આ કાયાનાં તાણા વાણા....મુકી૦

વસંતરાય કુંવર— ૨૫

અરે છબીલાજી છોડો અભીમાન
ભાવતા નથી કેમ દીલ ભગવાન...............છ૦
અભીમાની જન અવનીમાં ખુબ થયાં છે ખ્વાર
રાવણુ સરખા રાયને પામે કીધો હાર
હટજા છટજા મુરખી દુર થા
લવરી મુકીને સમજીજા
નથી જોતું ગુને તારૂં જ્ઞાન

કુંવરબાઇ— ૨૬

હાય સીમંત શીદ આવ્યું મારૂં લાગે અકારૂં રે

જનુની મરી હું જાયા જીવી દુખ કયાં ઉચારૂંરે....દુ૦
બાંધવ પણ નથી મૈયરમાં મુજ
એક પીતા તેને રાત દીવસ ભાવે ભજન પ્યારૂંરે....દુ૦
શશી વીના રજની સુની તેમ પીતાનો પ્રેમ
જાયા તો જીવતે મરી નીજ માતા વીણુ ક્ષેમ.......દુ૦

નરસીંહદાસ— ૨૭

નંદકુંવર નટવર ગીરધારી
અલબેલા મુજ અરજ ધરી ઉર
ઇચ્છા સફળ કરો હવે મારી...............
નાગર વૃંદ મળી મુખે હસી હસી
ઠેકડી કરતાં ઠાલી...............
લાભે તમારે મેઘ બાર સદા
વેગે વરસાવો જળ ભારી...............

સર્વ સ્ત્રી— ૨૮

આજે હર્ષ સમુંદર ઉલટયોરે પુરાં પુણ્યેરે
કુંવર વહુનો ભાવિ તારો ચમકયોરે...........પુરાં૦
સસરા સાસુને સ્નેહે સંતોષ્યાંરે...............પુરાં૦
નાગર નારિ નરને નેહે પોષ્યાંરે...............પુરાં૦

કૃષ્ણ— ૨૯

પ્રાણુ થકી તું નરસીંહ પ્યારો
હુકમ બજાવિશ નિત્ય હું તારો..............પ્રાણુ૦
વાણોતર હું શેઠ તું મારો
હેતથી કામો કરીશ હજારો...............પ્રાણુ૦

અગણીત કીધા તેં ઉપકારો
એનો કેમ હું રાખું ઉધારો................પ્રાણ૦

નરસીંહ ને સંતો--- ૩૦

જશોદાના લાલારે ભજનને ભુલું નહિ
બાપુ બંસીવાળારે મોહ મદે ડુલું નહિ........જ૦
ધરિ ધ્રુવે ધરણી તજે ધીરજ ધારી ટેક
પીધું પય પ્રભુ પાસથી ઉપમન્યું એ છેક
જપું જાપ જગદીશજી સુરતા સાધી એક
વિષય હિંચોળેરે હવે હરી ઝુલું નહિ............જ૦
કરે પપૈયો પ્રીતથી પીયુ પીયુ પોકાર
પણ સરિતાના નીરનું પીયે બુંદ લગાર
તેમ તમારા નામનો કરૂં સદા ઉચ્ચાર
છબીલા છોગાળારે કુરંગમાં કુલું નહિ............જ૦

૩૧

નરસીંહરામ જુડીબાઇ કુંવરબાઇ—

કાલાવાલા સુણી કોડીલા કૃષ્ણજી છેલ છબીલા
વારે ધા વેલા આલબેલારે.....................કા૦
કંસના ભયથી ચોરી લાવ્યા તુને ગોકુળમાં તુજ તાત
લાલજી લક્ષણ તાતના શીખી તેં ચોર્યાં ગોપી ચીર નાથ
નમેરો ન થા તુ રસીલા.....................કા૦
મોગરા કેરી કુલની માળા કાચો સુતરનો તાગ
ત્રીકમ તેમાં તું લોભાય શાને ખોટો કરે અનુરાગ
હઠ તજી આવ હઠીલા.........................કા૦

માંડળીક મુને મારશે મોહન જાશે તમારી લાજ

હઠ કરી કહે હાર હરી તુંને અર્પે તો છોડું હું આજ

બચાવી તું લેજે બેલીડા...................મો૦

નરસીંહરામ— ૩૨

હાર હૈયા વચે શું રે રાખી રહ્યા કૃપણુ થયાશું કૃષ્ણજી કાળા

પરૂણો પ્રભુ લાહરો થોડીક વારનો રૂડું ગમે તે કરો નંદલાલા

હઠીલો થઇ હવે મુખથી ન બોલો જુઠડો થયો શું જદુનાથજી

ધુતારો ધરણીધર જાણું અટકયો ન જાણે તું વાતજીરે

ગોકુળમાં તું બન્યો ગોવાળીઓ નવ નીત કેરો ચોરજીરે

ભલી ભગત શબરીના તેં તો જુઠાં પ્રાસ્યાં બોરજીરે

જય હરી જય હરી હાર આપો મુને કીરતી તુજ જાગમાંસાતી

નરસૈયો નમી નમી કહે નંદકુંવર જન્મો જન્મ ભકતી જાચી

નરસીંહરામ— ૩૩

કૃષ્ણ કોડીલા વાહવાહ ગીરધારી

રાત રસીલા વીતાવી દુઃખકારી

પ્રભાતે પધાર્યો ઠીક વીચારી..............વાહ

છુટો પડી જઇ છબીલા મુને જુઠો બળદ દોડાવ્યો તેં પાછળ

નાથ્યો તુંને મેં તો નેહની દાસેથી તોય બંધ તોડાવ્યો તે સાંભળ

પ્રાતઃ આવ્યો ગોરીઓ ગુણ સાગર

મુકાવ્યો મરણેથી નરસૈયો નાગર...........વાહ૦

રાધે કૃષ્ણ..............શ્રીરામ...........રાધે કૃષ્ણ

# સમાપ્ત

# જાહેર ખબર

અમારી કંપનીનાં નવાં નાટકના ગાયનની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી નીચલી કીમતે રોકડેથી મંગાવનારને મોકલવામાં આવશે.

| ચોપડીનું નામ | કીંમત. |
|---|---|
| બીલ્વમંગળ ઉર્ફે સુરદાસ ... ... | ૦—૨—૦ |
| શ્રી ભક્તિ વિજય ... ... ... | ૦—૨—૦ |
| સુરેખા હરણ ... ... ... ... | ૦—૨—૦ |
| નાગર ભક્ત ... ... ... ... | ૦—૨—૦ |
| નીલમ—માણેક ... ... ... ... | ૦—૨—૦ |
| મનહર—મેના ... ... ... ... | ૦—૨—૦ |
| યોગ કન્યા ... ... ... ... | ૦—૨—૦ |
| મહાશ્વેતા—કાદમ્બરી ... ... ... | ૦—૨—૦ |
| જોહરે શમશેર... ... ... ... | ૦—૨—૦ |
| શ્રી જયસીં ... ... ... ... | ૦—૨—૦ |
| માતૃ પીતૃ ભક્ત પુંડરીક ... ... | ૦—૨—૦ |
| ઉર્વશી—પુરૂરવા... ... ... ... | ૦—૨—૦ |
| હોથલ પદમણી... ... ... ... | ૦—૨—૦ |
| જેસલ તોરલ ... ... ... ... | ૦—૨—૦ |
| બીરબલ બાદશાહ ... ... ... | ૦—૨—૦ |
| ચંદ્ર પ્રભા ... ... ... ... | ૦—૨—૦ |
| પ્રાંગુ—સાગર ... ... ... ... | ૦—૨—૦ |
| કનક—કેશરી ... ... ... ... | ૦—૨—૦ |
| યોજનગંધા યાને ભીષ્મ પ્રતિજ્ઞા ... | ૦—૨—૦ |

**માલીક—વી. એમ. મનીપુરીઆ એન્ડ કો.**

**શ્રી વિજય નૌતમ નાટક સમાજ.**